॥ શ્રી ગણેશાય નમઃ ॥

શ્રી સરોજ નાટક સમાજ

# માયા-મોહિની

નાટકનો સંક્ષિપ્ત સાર અને ગાયનો.

રચનાર,

ઠક્કુર નારાયણ વસનજી.

—oo—

" Fling away ambition,
By that sin fell the angles.
*Shakespeare.*

છાપી પ્રસિદ્ધ કરનાર

રમણભાઇ લાલભાઇ

આવૃત્તિ પહેલી ] સને ૧૯૨૮ પ્રત ૨૦૦૦

કિંમત ચાર આના.







ધી આનંદ પ્રિન્ટીગ પ્રેસમાં ચમનલાલ જીવરામ પટેલે છાપી.
ઘીકાંટા, સીવિલ ઇસ્પીતાલ પાસે-અમદાવાદ.

# પ્રસ્તાવના.



પ્રસ્તુત નાટકનું વસ્તુ મુળ વીરપ્રસવિની મેવાડભુમિ ઇતિહાસ ડૉટકૃત 'રાજસ્થાન' માંથી લેવામાં આવ્યું છે મેવાડના ઇતિહાસમા પોતાના પુત્રના પ્રાણનું બલિદાન આપી બાળારાજા ઉદયસિંહના પ્રાણને રક્ષનારી વફાદાર રાજદાસી પન્નાની નિઃસીમ રાજભક્તિની કથા અત્યંત પ્રસિદ્ધ છે અને તેથી શાળામાં ચાલતી ગુજરાતી ચોપડીમા એ વિશેનો ખાસ એક પાઠ પણ આપવામા આવ્યો છે. છતાં એટલું જણાવવાની અહિં અગત્ય છે કે ઉક્ત અઇતિહાસિક ઘટનાના આધારેજ આ નાટક લખાએલું હોવા છતાં સર્વથા અઇતિહાસીક દ્રષ્ટિથી લખવામા આવ્યું નથી, કિન્તુ એ અઇતિહાસીક ઘટના સાથે વિશેષાંશે કલ્પના સૃષ્ટિનું મિશ્રણ કરેલું હોવાથી સત્ય ઘટના મિશ્રિત એક કલ્પીત નાટક કહેવામા કોઈ પણ પ્રકારનો બાધ આવે તેમ નથી રત્નસિંહને ગર્ગપુરીના રાજ્યનો વર્તમાનકાળનો એક સ્વતંત્ર રાજા કલ્પવામા આવ્યો છે અને તેનું કારણ એ કે, પ્રહસન [ કોમીક ] વિભાગમાં વર્તમાન સમયની જે સંપુર્ણ છટા દેખાય છે, તેમાં અને મુખ્ય નાટચ વસ્તુમાં પ્રેક્ષકોને સમયના વિરોધનો ભાસ ન થાય.

લી.

નારાયણ વસનજી ઠક્કુર

# માયા મોહિની

## નાટકનો સંક્ષિપ્ત સાર,

---

## નાન્દી

### અંક પહેલો

પ્રવેશ ૧ લો રાજા રતનસિંહનું વિલાસભુવન-ગર્ગપુરીનો વિલાસી અને અત્યાચારી રાજા રત્નસીહ પોતાની વિલાસીની નામની વારાંગના તથા અન્ય કંચનીઓ સાથે મદિરાપાન અને વિનોદવિલાસ કરતો બેઠો છે. વફાદાર દાસી પન્નાનું યુવરાજ ઉદયસિંહની સાથે લઇ રાણીનો સંદેશો પહોંચાડવા આવવું અને તેમનું અપમાન વિલાસીનીના ગુપ્તચરોનું કુમારિકા હર્ષદેવી અને તેને બચાવનાર તેના પિતા તથા એક ભદ્રકુમારને બંદિવાન તરીકે લઈ આવીને હાજર થવું રાજાની લંપટતાનો પુર્ણપ્રકાશ, હર્ષદેવીને પોતાને તાબે ન કરવા માટે તેના વૃદ્ધ પિતાનું તેણે કરેલું ખુન અને ભદ્રકુમારના વધનો પ્રયત્ન પ્રજાની અનુમતિથી અણીને વખતે ન્યાયમુર્તિ સેનાપતિ વનવીરનું સૈનિકો સહિત આગમન, રાજા કેદ અને ભદ્ર કુમાર તથા હર્ષદેવીનો સંકટમાંથી છુટકો

પ્રવેશ ૨ જો-સેનાપતિ વનવીરનું ગૃહ—રાજાના અત્યા-

ચારોથી ત્રાસ પામતી પ્રજા વિષે વનવીરની ન્યાય પરાયણ પત્ની મલ્લીકાદેવીની અનુકંપા, તેના પુત્ર ચંદ્રકેતુને તેની ઉચ્છંખલતા માટે ઠપકો, વનવીરનું ભદ્ર કુમાર તથા હર્ષદેવીને લઇને આવવું–હર્ષદેવીને તેના ઘરમાં મળેલો આશ્રય અને ભદ્રકુમારને સેનાપતીએ પોતાના સહાયક તરીકે સ્થાપવો. ચંદ્રકેતુની હર્ષદેવીમાં કુદ્રષ્ટિ અને પ્રપંચ રમવાને તેનો નિશ્ચય.

**પ્રવેસ ૩ જો–માલદાર બુઢા સામંતનું ઘર–બુઢ્ઢા સામં-** તનો આજકાલની સુધરેલી સ્ત્રીઓ વિશે બળાપો, એટલામાં તેની દીકરીના આશક પુરંદરનું આવવું; મદિરા અને પુરંદરની કેટલીક વાતચિત અને બુઢ્ઢાનું તે સાંભળી ચીડાઇ જવું, મારામારી અને જવાન આશક પુરંદરના છ પાચ અગિઆરા.

**પ્રવેસ ૪ થો–કારાગ્રહ** બંદીવાન રાજા રત્નસીંહનો પોતાની હાલત માટે અફસોસ વનવીરના પુત્ર ચંદ્રકેતુનું આવી રાજાને જણાવવું કે, જો તે તેને તેના પિતાની પદવી અને હર્ષદેવી આપ-વાનો લેખિત કરાર કરી આપે તો તે તેને છોડાવવાને અને રાજ્ય પાછું આપવાને તૈયાર છે! વખતને વીચારી રાજાએ તેવો કરાર કરી આપવો. ચંદ્રકેતુનો રાજાને નસાડવાનો યત્ન, એક સૈનિકેઆવી તેમને અટકાવવા ચંદ્રકેતુના હાથે તેનું ખૂન અને છેવટે કારાગૃહના અધિકારી જયપાળે બીજા સૈનિકો સાથે આવી રાજા તથા ચંદ્રકેતુ બંનેને કેદ કરી લેવા.

**પ્રવેસ ૫ મો–વનવીરના મહેલનો એક ભાગ–સખીઓનો**

હર્ષદેવી સાથેનો શૃંગાર વિનોદ, પછીથી ભદ્રકુમારનું આગમન અને પ્રેમી હૃદયોનું પરસ્પર સંધાન.

**પ્રવેસ ૬ ઠ્ઠો—બુઢ્ઢા સામંતનું ઘર**—બુઢ્ઢો સામંત પુનર્લગ્ન યાને નાતરાની નવી બાયડી કરવાના નિશ્ચયપર આવી ચૂકેલો હોવાથી તે વિષેની પોતાની છપાવેલી જાહેર ખબર વાંચતો અને પોતાની દાસી લવંગી સાથે તે વિષે રમૂજી વાતચિત કરતો બેઠો છે; એટલામાં છ ધણીની ધણિયાણી એક સુધરેલી ઉમ્મીદવાર વિધવા આવી પોતે સામંત સાથે નાતરૂં કરવા તૈયાર છે, એમ જણાવે છે. બુઢ્ઢો લટુ થાય છે અને વિધવા તેના છઠ્ઠા ધણીના મરણને માત્ર બે દિવસ થયેલા હોવાથી છ મહિના પછી નાતરૂં કરવાના કરારથી તેના ઘરમાં રહે છે. બુઢ્ઢો પોતાની પુત્રી મદિરાને તેની એ નવી માતાને ઘરમા રહેવા વીગેરેની સગવડ કરી આપવાનું કહી બહાર જાય છે એટલે સુધરેલી વિધવા સુધરેલા પુરૂષના અવતારમાં બદલાઇ જાયછે. મદિરા પ્રથમતો ગભરાય છે, પણ પછીથી તેને પોતાના સાચા આશક પુરંદર તરીકે ઓળખાતાં હરખાય છે એવી રીતે જવાન આશક માશુકની બીજીવાર મુલાકાત થાય છે.

**પ્રવેસ ૭ મો—ન્યાય મંદિર**—પ્રથમ ભાવિરાજા ઉદયસીંહ અલ્પ વયનો હોવાથી પ્રધાન મંડળ તથા પ્રજાની સંમતિથી પ્રજાપ્રીય વનવીર સેનાપતિ રાજા વયમાં આવે ત્યાં સુધી રાજ્ય ચલાવનાર સત્તાધીશ નીમાય છે, અને બાળરાજા ઉદયસીંહ સાથે તેના ન્યાયસને વિરાજ્યા પછી અત્યાચારી રાજાનો ઇન્સાફ થાય છે, રાજાને પ્રાણદંડ આપવાની ન્યાયના ગ્રંથોમાં આજ્ઞા ન હોવાથી દેશનિકાલની—એક

ટાપુમાં મરણ પર્યંત નજર કેદી તરીકે રાખવાની-શિક્ષા અપાય છે; અને ત્યાર પછી વનવીરના પોતાના પુત્ર ચંદ્રકેતુના ન્યાયનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. ધર્માત્મા વનવીર ન્યાયની આજ્ઞાને અનુસરી પોતાના પુત્રને મરણની સજા ફર્માવે છે, સર્વ લોકો તેને એવી ભયંકર શિક્ષા ન આપવા માટે વનવીરને સમજાવે છે અને જલ્લાદો પણ પોતાની તલ્વારોને તેની ગર્દનપર ચલાવવાની અનિચ્છા દર્શાવે છે; એટલામાં કોલાહલ સાંભળી આવી લાગેલી મલ્લિકાદેવી પોતાના પુત્રપર પોતેજ ગોળી ચલાવી પોતાની ન્યાય પરાયણ પતિની આજ્ઞાનું સંપૂર્ણ પાલન કરી બતાવે છે ? ટેબ્લો.

---

# અંક બીજો.

---

પ્રવેશ ૧ લો-નિબિડ અરણ્ય—શિકાર કરી પાછા ફરેલા થાક્યા પાક્યા વનવીર, જયપાળ અને ભદ્રકુમાર જંગલમાં આવી ત્યાં વિશ્રાંતી લેવા માટે નિદ્રાવશ થાય છે. વનવીરને સ્વપ્નમાં માયાનું દર્શન થાય છે અને ત્યાર પછી જાગૃત થતાં તેનો સ્વભાવ એવો તો બદલાય છે કે તે દેવ મટીને દાનવ થઇ જોય છે હૃદયમાં રાજ્યલોભ થવાથી તે બાળરાજા ઉદયસીંહને મારી નાખવાના વિચારપર આવે છે. તેના કેટલાક ઉદગારો જયપાળ તથા ભદ્રકુમારના સાંભળવામાં આવતા તેઓ તેનાપર ધિક્કાર વર્ષાવી ગમે તે જોખમ વેઠીને પણ બાળ રાજાના પ્રાણને બચાવવો દૃઢ નિશ્ચય કરી ભ્રષ્ટ બુદ્ધિ સેનાપતિ વનવીરની પાછળ તેની છાયા પ્રમાણે રવાના થાય છે,

પ્રવેસ ૪ જો-બુઢા સામંતનું ઘર-મંદિરા અને સ્ત્રીવેશ-ધારી પુરંદર-આશક માશકનો કેટલોક પ્રેમવિનોદ એટલામાં બુઢ્ઢા સામંતે આવી પોતાની થનારી મિસિસ વિધવાને પોતાનો ઉભરાઇ જતો પ્રેમ દર્શાવવો, તેના કેટલાક હાસ્યોત્પાદક વિચારો અને જલદી નાતરૂં કરી નાખવા માટેનો આગ્રહ અંતે થોડાજ વખતમાં નવી સુધરેલી ફેશન પ્રમાણે નાતરૂં કરવાનો પાકો ઠરાવ.

પ્રવેસ ૩ જો-રાજમહાલય-બાળરાજા ઉદયસીંહ અને અજયનો નિષ્કપટ પ્રેમ અને પન્નાના વાત્સલ્યનું દર્શન બાળકોનો આનંદ તેમનું રમવા માટે બીજી તરફ ચાલ્યા જવું, પાછળથી ભદ્રકુમાર સાથે જયપાળે આવી પોતાની પત્ની પન્નાને માયાનો દાસ થયેલા વનવીરના વિકાર અને તેણે બાળરાજાના ખૂનના કરેલા નિશ્ચયની ખબર આપી કોઈપણ ઉપાય અને કોઈપણ ભોગે બાળરાજાને બચાવવાનો આગ્રહ કરવો એક ગરીબ માતાના શિરપર આવેલું ધર્મ સંકટ પણ અંતે જયપાળ અને પન્નાનો પોતાના પુત્રના પ્રાણના ભોગે બાળરાજાને બચાવવાનો દૃઢ નિશ્ચય, જયપાળ અને ભદ્રકુમારનું બાળરાજાને લઇ જવું-રાજભક્ત પન્નાએ પોતાના પુત્રને કેરી વસ્તુ આપી બાળરાજાની શય્યા સુવાડી પાપી વનવીરના આવતાં તેને બાળરાજા તરીકે ઓળખાવ , એટલુંજ નહિ પણ આ શુભ ભાવનાથી કરેલો પ્રપંચ ખુલી ન જાય અને બાળરાજા ક્યાંક વળી આપત્તિમાં આવી ન પડે એટલા માટે પોતે તેની રજા લઇ પોતાના પુત્રના મુખમંડળ માં એવી રીતે ગોળી ચલાવવાની કે તે કદાપિ ઓળખાયજ નહિ ! પરમાર્થ અને આત્મભોગની પરમ સીમા !!

**પ્રવેસ ૪ થો-વનવીરના આગારનો એક ભાગ—** મલ્લિકાદેવી તથા હર્ષદેવીનો બાળરાજાના અકારણ વધ વિષે કેટલોક વાર્તાલાપ અને શોક! મલ્લિકદેવીના જવા પછી ભદ્રકુમારે આવી પોતાની ભાવિ પત્નિ હર્ષદેવીને સત્ય વાર્તા જણાવી પોતા સાથે ચાલવાનો આગ્રહ કરવો પતિનિષ્ટ હર્ષદેવીનું પોતાના ભાવિ પતિ સાથે આનંદથી પ્રયાણ.

**પ્રવેશ ૫ મો બુઢા સામંતના બંગલાનો ફર્નિચર હોલ—**સ્ત્રીવેશધારી પુરંદરના સામંત સાથેના પુનર્લગ્નનો દિવસ પ્રથમ મદિરા અને પુરંદરની વાતચીત ત્યાર પછી સામંતનું આગમન થતાં મદિરાને દુર કરી બનાવટી વિધવાએ ખોટા પ્રેમને દેખાડવાની કરેલી હદ-બુઢ્ઢા ધણીની વીશેષતાની વ્યાખ્યા, બુઢાનું શૃંગાર સજવા જવું અને પછીથી કેટલાંક સુધરેલાં સ્ત્રી પુરૂષ પરોણાનું આવવું. સામંતનો લગનનો આશ્ચાર્યાજનક વેષ, તે વિશે સુધરેલા પરોણાનો આક્ષેપ અને સામંતના રમુજી પણ સમર્પક જવાબે છેવટે બોલ-બધાનુ નાચવું, મદિરા અને પુરંદરની નાચવામાં અતિશય લીનતા થતાં કંટાળીને બુઢા સામંતે વિધવાના વાળ તાણવાથી બનાવટી ચોટલાનું ઉપડી આવવાથી ફુટી ગએલો ભંડો-છેલ્લી ઘડીએ રંગમાં ભંગ અને લગ્ન હવામ ।

**પ્રવેશ ૬ ઠો-વનવિભાગ—**ભિલરાજાના ગિરિવાસ પાસેના વનવિભાગમાં પન્નાના આગમનની વાટ જોતા જયપાળની ચિંતા માનવી પ્રપંચ વિષે જયપાળ અને ભદ્રકુમારના કેટલાક જાણવા યોગ વિચારો. પન્નાનું આવવું અને ભીલરાજાના આશ્રય વિષેના

ઉદ્ગારોથી તેના મનની ક્ષણિક ચળતા! નિઃસર્ગનો પ્રભાવ અને બાળ રાજાની નિર્ભયતા માટે સર્વનું ભિલ્લરાજાના ગિરિવાસ પ્રતિ પ્રયાણ.

પ્રવેશ ૭ મો-ભિલ્લરાજાનો ગિરિવાસ-ભિલોની કેટલીક ગપ્પાગોષ્ટી અને ત્યાર પછી જયપાળનુ બાળરાજા, પન્ના, ભદ્રકુમાર અને હર્ષદેવી સાથે આવો પહોંચવું. ભિલ્લરાજાએ તેમનો કરેલો સત્કાર અને વનવીરના અત્યાચારના સમાચાર સાંભળી અંતે વનવીરના રાજ્યાભિષેકને અટકાવવાનો તેનો સર્વાનુમતે નિર્ધાર જયપાળનો કેટલાક ભિલો સાથે ભિલ્લરાજાનો સંદેશો લઇ રાજ્યાભિષેકને અટકાવવામાટે અન્ય સર્વને ત્યાંજ મુકી એકલા જવાનો થએલો નિશ્ચય.

પ્રવેશ ૮ મો-ભવ્ય સભાસદન—રાજ્યાભિષેક મહોત્સવ. પ્રધાન મંડળના સભ્યો અને પ્રજાની સંમતિથી, બાળરાજાનો વધ થતાં રાજ્યનો કોઇ ઉત્તરાધિકારી ન હોવાથી, પ્રજાપ્રિય સેનાપતિને રાજા તરીકે સ્થાપવાની સઘળી તૈયારીઓ થઇ ચુકી છે અને વનવીર મુકુટધારી સિંહાસને બિરાજવાની તૈયારીમાં છે એટલામાં જયપાળ આવી ભિલ્લરાજાનો સંદેશો સંભળાવી અને બાળરાજાના ખુનને બદલે પોતાના પુત્રનું ખુન રેડાયાની વાતને જાહેર કરી બતાવી રાજ્યાભિષેકને અટકાવવાની પ્રધાન મંડળ તથા પ્રજા જનોને પ્રાર્થના કરે છે. સર્વ એ વિષયમાં અનુમતિ દર્શાવે છે, પણ પાપ સર્પના ડંશથી ભ્રમિત થએલો વનવીર વિરૂદ્ધતા દર્શાવી રાજા થવાની આતુરતા બતાવે છે. જયપાળ અને વનવીરની કેટલીક ગરમા ગરમ તકરાર અને વનવીરના ઉછળેલા વિકાર, મલ્લિકાદેવીની ન્યાય પ્રિયતાનો ચમત્કાર, તેણે પોતાના પતિના વિકારનો કરેલો પ્રતિકાર અને છેવટે

બાળરાજા જીવે છે કે કેમ તેની તપાસ માટે કેટલાક સભ્યોને ભિલ્લ-રાજાના સ્થાનમાં મોકલવાનો નિરધાર.

---

## અંક ૩ જો

પ્રવેશ લો-વનવીરનો ખાનગી ઓરડો—વનવીરના પોતાનું પાપ પ્રકાશમાં આવે તે પૂર્વે જો બાળરાજા જીવતો હોયતો, તેને ગમે તે ઉપાયે અને જોખમે મારી નાંખવાના વિચારો ધન, અને પદવીના લોભી સહાયક સેનાપતિ વિરંચીના બોલાવી લાલચમાં લપ-ટાવી ગર્ગપુરીના સભ્યો જાય તે પૂર્વેજ ભિલ્લ રાજાના નિવાસપર હલ્લો કરી બાળરાજા ઉદયસિંહને પકડવા માટે મોકલવો અને ત્યાર પછી પોતે પણ જવાનો નિશ્ચય કરવો. તેના આ પ્રપંચો પાછળ છુપાઇને ઉભેલી સત્યનિષ્ઠા મલ્લિકાદેવીન] જાણવામાં આવતાં પોતાના પતિપર ધિક્કાર વર્ષાવો બાળરાજાને બચાવવાના દ્રઢ નિશ્ચયથી તેનું પણ વિ-રચી અને પોતાના પાપી પતિ વનવીરની પાછળ પ્રયાણ કરી જવું.

પ્રવેશ ૨ જો-ચામંતનું ઘર—બનાવટી બાયડીના બનાવ-ટી ચોટલા સાથે પ્રેમઘેલા બુઢા સામંતની મારામારી એટલામાં લવ-ગીના મુખથી પોતાની પુત્રી મહિકાના પુરંદર સાથે પરણી જવામાટે ન્હાસી જવાના સમાચાર સાંભળી ઉશ્કેરાઇ ભયંકર સોગંદો ખાઇ તેનું બહાર નીકળી પડવું.

પ્રવેશ ૩ જો—ભિલ્લ રાજાના નિવાસ્થાન પાસેની

રણભુમિ—ભિલ્લરાજાને પોતાના જાસુસદ્વારા વિરચીના થનારા હલ્લાની આગળથીજ ખબર મળેલી હોવાથી તે પોતાના ભિલ્લ સૈન્ય સાથે વિરચીને શસ્ત્રોથી સત્કાર કરવાને તૈયાર છે; વિરચીનું આવવું અને યુદ્ધમાં પરાજય પામી ભિલોના હાથે મરી જવું. વનવીરનું આગમન ભિલ્લરાજા સાથે તેનો સંગ્રામ અને વિજય ભિલ્લરાજા કેદ-

વનવીરના સૈનિકો બાળરાજા, જયપાળ ભદ્રકુમાર પ-ના અને હર્ષદેવીને પકડી લાવેછે અને બાળરાજાને મારી નાખવાની વનવીર તૈયારી કરે છે એટલામાં અચાનક મલ્લિકાદેવી આવીને તેના એ કુકર્મને અટકાવે છે. પતિ પત્નિ વચ્ચે ધર્મ અને અધર્મ વિશે બળવાન સંવાદ. વનવીરની બાળરાજાને મારી નાખવાની હઠ અને તેથી પોતાની પતિના હાથેજ તેનો નાશ પછીથી મલ્લિકાનો પણ પતિ પાછળ સ્વહસ્તે દેહત્યાગ, પતિ ઘાતિની સતી! બાળરાજા જયપાળ પ-ના ભદ્રકુમાર અને હર્ષદેવી તથા ભિલ્લરાજા આદિનું રાજધાની પ્રતિ પ્રયાણ.

પ્રવેશ ૪ થો-પુરોહિતનું ઘર—વર્તમાન દંભલોભી અને નિરક્ષર બ્રાહ્મણ ગુરૂદેવના કેટલાક વિલક્ષણ અને હાસ્યોત્પાદક વિચાર, વર્તમાન વિપ્રભાવનાનો ચિતાર મદિરા અને પુરંદરનું પરણવા માટે આવવું. નરસૈયા નામના એક ડઉઆજ બ્રાહ્મણને પહેરાપર રાખી પુરોહિત મદીરા તથા પુરંદરને અંદર પરણાવવા લઇ જાય છે એટલામાં ભુદા સામંતના આવી લાગવાથી તેની નરસૈયા સાથે તકરાર થાય છે કોલાહોલ સાંભળી પુરોહિત અને પરણેલા મદિરા-પુરંદર

બહાર આવે છે બાપ દીકરી વચ્ચે સવાલ જવાબ અને છેવટે બાળ-લગ્નથી જેમ હાની થાય છે, તેમજ વયમાં આવી જવા છતાં દીકરીને લાંબા વખત સુધી કુંવારી રાખવાનું પણ તેવુંજ માઠું પરિણામ આવે છે એ તત્વના પ્રતિપાદન સાથે સમાધાન પુર્વક સામંતની હદની સમાપ્તિ-પ્રહસન વિભાગની પુર્ણાહુતિ.

પ્રવેશ ૫ મો–ભવ્ય રાજ સભા—બાળરાજા વિજયસીંહનો રાજ્યાભિષેક અને આનંદ સહીત નાટકની સમાપ્તિ.



# નાટકનાં પાત્રો

## પુરૂષ પાત્ર.

રત્નસિંહ--ગર્ગપુરીનો સ્વતંત્ર પણ વિલાસી અને અત્યાચારી રાજા
વનવીર--રત્નસીંહનો સેનાપતિ. (પ્રથમ ન્યાયમુર્તિ અને પછીથી પાપમુર્તિ. ]
જયપાળ---એક ઉચ્ચ પદવીનો સૈનિક અને કાળાગૃહનો વરિષ્ટ અધિકારી.
ભદ્રકુમારન-એક તરૂણ રજપુત સરદાર; [ હર્ષદેવીનો પતિ ]
ઉદયસિંહ--યુવરાજ રત્નસિંહના સિંહાસનનો ઉત્તરાધિકારી.
અજયસિંહ--જયપાળનો પુત્ર, ઉદયસિંહનો મિત્ર.
ભિલ્લરાજા--ગર્ગપુરી રાજ્યના પર્વત પ્રદેશનો સ્વતંત્ર સત્તાધીશ સ્વામી.
વિરંચી—સહાયક સેનાપતિ, વનવીરનો પાપી મદદગાર.
ચન્દ્રકેતુ—વનવીરનો દુષ્ટ ભાવનાવાળો પુત્ર, હર્ષદેવીનો આશક;
રામસીંહ—વૃદ્ધ રજપુત હર્ષદેવીનો પિતા
સામંત--અડધો જુના વિચારનો અને અડધો નવા વિચારનો એક અર્ધદગ્ધ, દુનિયાને મવાલી માનનારો છતાં પોતેજ મવાલી બુઢો રજપુત પઇસાદાર ગૃહસ્થ [ મદિરાનો પિતા ]
પુરંદર—એક તરૂણ-મદિરાનો આશક ને પછીથી પતિ એ ઉપરાંત અનુચર સઇનિક, નોકર, ..., નાગરિક સભાસદ જલ્લાદ ભિલ્લો, લગનમાં આવનાર પુરોહિત ઇત્યાદિ.

## સ્ત્રી પાત્રો

માયા—જગદ્ભ્રામક અનાદિ શક્તિ.

મલ્લિકાદેવી—સેનાપતિ વનવીરની ધર્મમૂર્તિ

પન્ના—મગરાજાને બચાવવા માટે પુત્રનું પોતાને હાથે બલિદાન આપનારી અલૌકિક રાજભક્ત દાસી, જયપાળની સ્ત્રી અને અજયની માતા

હર્ષદેવી—રામસિંહની પુત્રી, વનવીર અને મલ્લિકાની આશ્રિત, પછીથી ભદ્રકુમારની અર્ધાંગના.

વિલાસિની—રાજા રત્નસિંહની એક જમીલી રખાત વેશ્યા.

મદિરા—બુઢા સામંતની સુશિક્ષિત પુત્રી, પુરંદરની માશુક અને પછીથી પણીયાણી.

લવંગી—સામંતની મોઢે ચઢાવેલી દાસી.

બાળાઓ, સખીઓ, વારાંગનાઓ, લગ્નમાં આવનારી સુધરેલી સ્ત્રીઓ વગેરે.

સ્થળ—ગર્ગપુરી અને ગર્ગપુરી રાજ્યમાંનો પર્વત પ્રદેશ.



# માયા મોહિની

## નાટકનાં ગાયનો

મંગળાચરણ

બાગેશ્રી — ૧

તારૂ ખાનું મેં ધાર્યુ શ્રી જગનાથ
ધરીને ધ્યાન કરૂ એક તારૂ ગાન
જનને બે હાથ દેશે શું સાથ
જયારે ધારે દેવાતું અમારી સાર લેવાતું
પ્રભુ હજારો હાથ. તારૂ૦
તારે મારે સૌ સોંપ્યું હવે તારે હાથ
તારી ઉગારી લે સ્વામી માયાની તીખી ધાર
શરણુ ગ્રહણુ તારા ચરણુનું મુક્તી માન. તારૂ૦

સાખી

દઈ સાખ આપી જે તર્યા ભક્તો મને તેને કહી,
જે પુરશે નહિ સાખ તો શી સાખની કીંમત રહી.
જાશે ને મારૂં કાંઇ પણ તુજ સાખ ઓછી થ જશે
નીર્ભય થઈ બેઠા હુતો નીર્ભય ચરણુ તારાં ગ્રહી.
તું પીતુ માતા તું સુખદાતા સૌ જનમાં થી.
ચીરીવરધર નટવર ત્રાતા-હેરા મ સોંપા તારે હાથ. તારૂ.

ખવાસણો- ૨

બંકા બહાદુર વિલાસી ભુપ કામ રાગ ધારી,
મદન જંગના વિહારી (૨)
વદન ચંદ્રને નિહાળીને લોભાય લલિત નારી-બંકા
ભુમિપતિ રતીરસ ભરેલા જયારે જુઓ ત્યારે છેલનવેલા
યૌવનમાળી પ્રેમ પ્યાલી પાઓ નિરાળી જે મદવાળી
સુંદર આવી નીશા-બંકા.

સાખી

સુંદર આ યુવતિ અને સુંદર આ ઉદ્યાન,
સુંદર ભોગી ભુપ આ સુંદર મદિરાપાન.

રત્નસિંહ— ૩

પ્રાણુ પ્રાણેશ્વરી મૃદુ હૃદય કૃશાતની,
મનહાર પ્રીયદાર જગત બંધન બની પ્રાણુ૦
દે નિત્ય રતિદાન, સુખ હુરો સમાન;
આનંદ અતિ માન,
માયાની ભરી કાયા ચુસે નર ભ્રમર,
કુસુમ રસ આ પ્રાણુ૦

ખવાસણો- ૪

લઇ મદ્ય મનોહાર જામ આમ ભરો રે
રમો તનમન કુરબાન કરી લાલથી રે લાં

જુઓ કેવી ચંદ્રા ખીલી છે આ સમે રે.
ઝુલે દિલભર દિલ્દાર પ્રેમ ઝુલણે.
રત્નસિંહ–તું રામા રમણી અને આ સુંદર ઉદ્યાન,
માળી હું જળ સીંચતો લઈ પ્રેમની લ્હાણુ,
ખવાસણો–રંગ જામ્યો (૨) રહે સદાય આવો આ,
સદાય લેતા રહો વિલાસ લહાવો આ.

મલ્લિકા– ૫

રાખુ તને સ્નેહે પુત્રી મારી રે,
હૈયામાં ધારી રાખું તને સ્નેહે પુત્રી મારી.
મને માની લે માતા તારી રે, હૈયામાં૦
શોકને પિતાના વ્હાલી, ટાળી દે બાળા
ભુલી જા ઘા દિલનો એ કારીરે. હૈયામાં૦
પરણાવું હેતે શોધી છેલ છબીલો સ્વામી,
દેશે ભવસાગરથી તે તારીરે. હૈયામાં૦
જેણે ઉદ્ધારી સીતા તારા મીરાંને,
તે ઇશ્વર તારો થાશે સહાયકારી રે. હૈયામાં૦

ચંદ્રકેતુ— ૬

કળબળ છળ કરી વિરલ પ્રસારૂ જાળ
તમ મન ધનથી ખટપટ સઘળી કરીશ જમાવી તાલ
સુંદર રમણી હાય હાથથી મારા છટકી જાય,
ગર્વ સર્વનો સહજ વિદારૂં રમા રત્નને કંઠે ધારૂ.

ઉપવર એ મનહર એ ગજગમની વિધુવદની,
વહાલી શરણુ થાય કામનું જવલન આ સમાય.
રતિ સુધાતણી તરસ છે ઘણી વિમળ રસ મણી
હૃદય ધાર દુખ વિહાર સુખ વધાર તરત તારુણી-કળ

૭

મદિરા—ઓ પ્રેમ તણા વનમાળી,
પુરંદર—છે આંખ સરસ રૂઢીઆળી,
મદિરા—હું મોહી મુખડું ભાળી,
પુરંદર—હું પણ મોહ્યો મનોહારીણી
સામંત—તું છુપાવ સુરત કાળી
ઓ ગંધાતી વરીયાળી,
મદિરા—આ ક્યાંથી આવ્યો ચાલી,
પુરંદર-બુઢા શયતાન મવાલી
સામંત-જાગો જાગો દોડો દોડો મારો મારો આવી આને
ટાલકી રંગાય એની ખાલડી એંચાઇ જાય,
પુરંદર-અરરરરરરર મુવો
સામંત-જઈ પુર મવાલી કુવો,
પુરંદર ને મદિરા—બસ માફ કરોને બાપુ
સામંત-ગરદન બંનેની કાપુ,
મદિરા—આજ્ઞા નહિ હવે ઉથાપુ,
પુરંદર—હૈં નવી થાપ હું આપું બસ માફ કરોને૦

રત્નસિંહ— ૮

વખત પલટાય છે જયારે બધું પલટાઈ જાયે છે,
બને છે દાસ ભુપતિને નૃપાલો દાસ થાયે છે. વખત
હતો ખોંખાર અશ્વાનો ખરો ત્યાં ભુંકલા જોયા
હતા જયાં દાન કરનારા લુંટારા ત્યાં જણાયે છે વખત૦
નથી એ દોષ કોઇનો ખરેખર ખુબી કિસમતની
હતો જે ભક્ષ સિંહોનો મૃગાલો આજે ખાયે છે વખત૦
બધી જાહોજલાલી આ દિવસ બેચારની ગાફિલ
બની મગરુર માનવ તું વૃથા શાને કુલાયે છે વખત૦

હર્ષદેવી— ૯

આગ હૃદયની કોણ સમાવે કોણ રમાવેરે રામા
મને કોણ રમાવેરે રમા.
થઈ તાત વગરની આ પર નર ધરતી
ન અન્ન જળ ભાવે રે રામા આગ૦
મનમાં વસતી હાય પ્રેમની વિકળતા
થતી નિશદીન રતી મદનની ચળતા
કોઇને કહેવાય ના આ વેદના ખમાય ના આગ૦

સખીઓ— ૧૦

વાહ સખી નખરાળી ક્યાં તું ચાલી મોઢું ફેરવી આમ,
સ્વામી સંગે રમશે રંગે ચંચળ અંગે જોબનીયું બેફામ

હર્ષદેવી–કુમારિકાનો વિનોદ આ શો
સખીઓ–રસીકા નહિં રીસાઓ
હર્ષદેવી–સતાવસો નહી પગે પડુ છુ.
સખીઓ–રસીયા પાસે જાઓ
હર્ષદેવી–તું છેડ નવેલી કર ના
સખીઓ–લાજને ધર ના અનંગ રસ ઉભરાતો વાહ

હર્ષદેવી– ૧૧

આવી લગની લાલ લગાવી લલના ભુલી ના જશો
મારા છેલ છબીલા રસ રંગ ભીના,
મુકટ મણી ભરથાર નગીના .... .... લગની

ભદ્રકુમાર–ગુણવતી ગંભીર નારી પ્રેમદેવી તારનારી
શાંતી તારી સુખ કરનારી
કાંતી તારી દુખ દમનારી
તું માલીક છે આ તનની .... .... આવી

સામંત– ૧૨

રહયો વર્ષો મવાલી
લાવું બઈરી હવે બસ રુપાળી
હોય વિધવા કે ભરથારવાળી
આવી વાંઢા મેણુ નાખે ટાળી

લવંગી—શેઠ છે આ જમાનો મવાલી
કોઈ આવી જશે ઝાડુવાળી
હોય આબરુથી આરપાર ખાલી
હોય વિધવા પણ બે બચ્ચાંવાળી

સામંત—નહી નહી બાઈરી હું લાવીશ બચ્ચાં વગરની
લવંગી—હાખ છી
સામંત—કેવી ઓચીતી છીંકી તુ
લવંગી—હાખ છી ! હાખ છી ! હાખ છી ! હાખ છી!.
સામંત—રાંડ નકટી કરૂ નાક વાઢી
વાત વીઘ્નોની કેવી આ કાઢી
તારી સુરત બનાવું હું કાળી
લવંગી—બાઈરો આપી જશે હાથ તાળીહ ........ રહયો

દાદરા— ૧૩

મારા સ્નેહનાં મંદીર સુનાં રસીકડા આવો આવોને શ્યામ
રસીકડા આવો આવોને શ્યામ .... .... મારા
મીઠી તારી વાણી સુધા સમાન જાણી
આંખ કામણગારીથી મનડું મોહાય .... .... રસીકડા
છેલ મહવાળા ચબીલા છોગાળા
પ્રેમવારી સીંચ જોબન ફુલડું સુકાય .... .... રસીકડા

મદિરા- ૧૪

જોબનીયાની ભુરકીથી ભાન ભુલાવે

હુલાવી ફુલાવી રમાવી હસાવી

તન મન હર્ષે ફુલાવે માની મનાવે લોભાવે...જોબનીયાની

પુરંદર—ખુબી છે તારી ન્યારી કાયા કુરબાન મારી

મદીરા—પાળી આ પ્રેમની તેં જાલીમ કેવી કાતીલ મારી

પુરંદર—વેળા છે સારી શાણી

મદીરા—લઇયે બસ મોજ માણી

બને જોડાઇ સાથે

પુરંદર—ફેરવીશુ પ્રેમ ધાણી

મદીરા—લટાવો પટાવી બોલાવી ફસાવી

તન મન હર્ષે ફુલાયે માની મનાવે લોભાવે જોબની

માયા- ૧૫

માયા હું જગ પલકેથી નચાવુ એ મારી કળા

પલકેથી નચવુ એ મારી કળા

નખરેથી લોભાવુ એ મારી કળા માયા

માયાના સંગમાં પડે તે ચડે ના આડે ના નડે

કોઇએ બલા કોઇએ બલા

કોણુ મુકતી લાચારીની મારી બીચારી બલા માયા

વળગી રહે જે ધર્મને જાય બધુ તે ખોઇ

માયા સહુ સુખ આપતી હયો માયાને જોઇ માયા.

માયા- ૧૬

માયા મહી મોહી ચાલતી દુનીયા આ.......સારી
મુર્તી મોહક મારી સઉને મોહવનારી
મોહી ચાલતીં સહુ દુનીયા
જ્યાં આંખ કટારી મારી મે કામજાળ વીસ્તારી
જાયે નરનારી હારી. માયા મોહી
મમ દાસ કરતા ન પરવા કંઈએ કરમની
ધર્મ ચરમની,
એવી લીલા વિસ્તારી,
કીધી મેં દુનિયા મારી, જ્યાં આંખ કટારી મારી,

૧૭

પમ-ગગગ સાની ધધધ સા સા મધપ ગપ ગ રે ગ રે સા.
પમ-ગગગ સાની ધધધ નીસાગરે સાની ધની સાસાસા
ગમપ ગપ ગપ ધપ સાનીધ મધ મધ નીધ
સા રે ગ રે સાનીધપ મગરે સાની ધપ ધસાસાસા.

૧૮

મદિરા—કમર લચકાઈ મારી તેં કટાર,
જળમાંહિ ઝીલતા એ કમળ ખીલતા એ
કરી છે બીમાર. કમર લચકાઈ૦
પુરંદર-શાણી હવે શાને શરમાઓ તમે શીદને રીસાઓ.
મદીરા-જાઓ ગાંડા તમે શું થાઓ આમ. કમર.

ઉઈ મારૂં મનડું ઘવાઈ ગયું
તનડું તવાઇ ગયું;
પુરંદર—ચાલો કરૂં વ્હાલી, સારવાર. કમર૦

૧૯

સામંત—લચક છબી નારી તારી, જોઇને મન લલચાય,
જોઇને મન લલચાય, જોઇને રસ છલકાય.
પુરંદર— નારી નવોઢા નાથ રીઝાવે, મારૂંય મન થઈ જાય,
છૈયો રમાડે હેતે પાડોસણ, માડી થવાનો જીવ થાય
સામંત—અરે વાહ મને દિકરાની આશા બંધાય,
બેસી અટારીએ મારે કટારીએ, આંખોની પાંખો ન
તેથી મીચાય.
ન ખમાય, ન ખમાય, વેળા વીતી ઠાલી જાય.
પુરંદર—અરે હાય હાય (સ્વગત) રોવાનો ભુંડો કરી હાય
લચક૦

૨૦

પુરંદર—ઝુઝોજી નાથ રસીયા, રતિ જંગ માંહી,
ના દિલ ખટકો, ધરિને અટકો, મુછ શરમાએ ઝુઝો૦
સામંત—નથી લાવવી સ્હેલી નારી, નહીં જઉં હું હવે હારી
હું પ્યારો ને તું પ્યારી
પુરંદર—અનુભવિસ્વામી પ્રેમ દ્વાર ખોલતો,
સામંત—દબાઇ મુંઝાઈ રહેવું વિરહનું દુઃખ શું ભારી ભયકારી
પુરંદર—મરી કહી જાઉં, દૂર ન્હીં થાઉં, વારી વારી જાઉં
આ મીસીસ ઝટપટ, છોડી ખુણો ખટપટ,
કરશું હસીના આમ. ઝુઝોજી૦

૨૧

ઉદય—રાજ્ય ચલાવી ધર્મ દૃઢાવી મોદે મલકાશું,
આશિર્વાદો પ્રજા આપશે હર્ષે છલકાશું,
અજય—જંગલ માંહી, શિકાર કરવા શસ્ત્ર ધરી જાશું,
હિંસક વાઘ વરૂને મારી હૈયે હરખાશું,
ઉદય—જો ખટપટીઆ ચાકરડા તો થઇ જઈએ બહુ કરડા.
અજય—સો ખુલ્લાં પાંપીઓના પોકળ થાશે, ધર્મી હરખાશે,
ઉદય—જુલમી અત્યાચારી થાશે ઠામાઠોળ.
અજય—પૂરા જોરે મોટા દોરે,
ઉદય—બળથી ધર્મ વિજયના વગડાવીશું ઢોલ. રાજ્ય૦

હર્ષદેવી— ૨૨

ચાહે આ દાસી નાથ ચરણની પૂજા
છો મારા ઇશ્વર તમે, ન ઈશ્વર દુજા, ચાહે૦
અમે તજી હવેલી વનમાં વાસ કરીશું,
ખાઇ વનફળ તેથી સંતોષ ધરીશું,
પતિ ચરણામૃત તે છે અમૃતના કૂજા ચાહે૦
પતિની છાયા તે સારાં ચીર અમારાં,
પતિની માયા તે આભુષણ બહુ પ્યારાં,
છે રક્ષક અતિ બળવાન પતિની ભુજા,

૨૩

સામંત—ખુદ્દી સકળ સુખ આપે રસીલી છબીલી પ્રીયાને
પુરંદર—ધન્ય ઘડી દાસી થઈ આપની હું તો
( ધન્ય ઘડી કાંકો થયો આપનો હું તો ) ખુદ્દી૦
સામંત—હું લવ, તું મુજને મળી છે
પુરંદર—કેવી આ બન્દી રમાવે, રસીલા છબીલા પીયાને
(કેવો આ બન્દો ભમાવે છે છકેલા બનેલા ગધાને) ખુદ્દી.
સામંત—મૃગનયની મેરેજ થાતાં
બ્રાન્ડી વ્હીસ્કીની લ્હાણી આપે આ બુઢો ધણીજી બધાને

૨૪

ઉદય—બે પંખીઓ અમે એક વનમાં ચરતાં'તાં
ફરતાં'તાં સુખ દુખની બે બે વાત સાથ કરતાં'તાં
હસતાં'તાં મળી સાથ પૃથક થાતાં રડતાં'તાં
હળા મળી પ્રેમ સહિત અમે સુખ ડુંગરીયે ચડતાં'તાં
લંપટ એક પારધી આવ્યો વનમાં,
કપટ કળા બહુ ભરી'તી તે દુર્જનમાં,
છાઈ ગઈ દુખની વાદળી સ્વચ્છ ગગનમાં.
મનની અભિલાષા બહુ રહી ગઈ મનમાં.
કપાઇ ગઇ તે ડાળ પ્રેમની જ્યાં સાથે રહેતાં'તાં બે પંખી.
( સ્વ. અમૃત કે. નાયક )

૨૫

સામંત—થઈ દીકરી પોલ, ચાલો કરિયે ખોળ,
વાંદરી અમારી લઈ ગયો મદારી, દીકરી.
લવંગી—આયડીએ ચાલી ગઈ. આપી હાથ તાળી ગઈ,
મુખડાની લાલી ગઈ, રાગણી મતવાલી થઈ,
સામંત—કીધું સંજપરીનું કામ, શોધ્યો પોતાનો ગુલફામ
હાય હાય ક્યાં તેને શોધું
દીકરી કહી કોને સંબોધું ... .... .... કીધું.

૨૬

મદિરા—વ્હાલમ તેં તો નખરે મારી
પુરંદર—મોહી રહ્યો તુજમાં નારી,
બન્ને—પતિને પત્ની થઈશું પરણી,
પુરંદર—પ્રેમ યુદ્ધથી ધુજાવું ધરણી,
મદિરા—મોટરની કરવી સ્વારી .... .... મોહી રહ્યો૦
લઈ વારસો બાપાજીનો
પુરંદર—ઉતારિયે મદ તે પાજીનો
ફરિયે કરમાં કર ધરી.... .... મોહી રહ્યો૦

સામંત--પુત્રીને નંહુ પરણાવી, આ ક્યાં ફજેતા ઠાલા.

મદિરા--આવ્યા ઠેકાણે બાપા, કીધા આ ગોટાળા

પુરંદર--હારીને આવ્યા તાલે બુઢ્ઢાજી બેતાલા

સામંત--વાલોના થયા વટાણા,

ભાઇ મારો શાને ટાણા.

પુરંદર--આ વિધવાના ફન્દમાં એ ફસાણા

સમંત--વાહરે એલચી દાણા

આ લગ્ને કરી. ગયા હાંડા ફરી

કરશોના કદીયે સુધરેલા અગડં બગડં ચાળા--

**સમાપ્ત.**

